ગાંડીવ મુદ્રણાલય કેળાંપીઠ
સુરતમાં છાપીને ગાંડીવ
સાહિત્ય મંદિર તરફથી
નટવરલાલ વીમાવાળા
એ પ્રગટ કરી



# ૨૭

રમકડાંની દુકાનની આ
વાત ઇંગ્રેજીમાં પ્રગટ
થતા એક બાળ ચોપાનિયા
પરથી લીધી છે. આશા
છે કે બાળકોને તે ગમશે.

  

# રમકડાંની દુકાન

ગંગુકાકાની દુકાન તો નાની સરખી, પણ તેમાં રમકડા બહુ. હાથી ને ઘોડા ને ઉંટ, મોટર ને ઘુઘરા ને ચોર, બિલાડાં, ઉંદર—જે જોઇયે તે; બસ રમકડાંજ રમકડાં. ઉપરે રમકડાં ને નીચેય રમકડાં.

ગંગુકાકાને ગામનાં બધાંય છોરૂ ઓળખે. રમકડાં લેવાં હોય તોય તેમને ત્યાં જાય ને ન લેવા હોય તોય જાય. ગંગુકાકા ટીકડી તો મફત સૌને આપે. ખાટીમીઠી લેવા એટલાં તો છોકરાં આવે કે ન પૂછો વાત!

ગંગુકાકાના જેટલાં રમકડાં કોઇને ત્યાં ન

મળે. સસ્તાં પણ બહુ. બધા કરતાં ભાવ ઓછા. એને ત્યાં વેચાય પણ બહુ તો!

કેમ વેચાય તે જાણો છો? એ રમકડાં દેખાયજ એવાં સારાં કે સૌને લેવાનું મન થઈ જાય. ગજવામાં પૈસા ન હોય તોય મન થાય.

ગંગુકાકાની દુકાનમાં એક પરી રહે. એક ખુણામાં એક બાકોરૂં. તે બાકોરામાંથી પરીના મહેલમાં જવાય. પરી તો રોજ રાતે મહેલમાંથી નીકળે, ને બાકોરાં વાટે બહાર આવે. તે જાદુઇ લાકડી લેતી આવે ને ગંગુકાકાના રમકડાં પર ફેરવી દે—બસ, ખલાસ! બધાંય રમકડાં જીવતાં થઈ જાય. ઉંદર, ઉંટ, હાથી, જીરાફ, સિપાઈ, બંડવાળો સૌમાં જીવ આવે. ને પછી તો સૌ કંઈ મઝા કરે કંઈ મઝા!

ને તેથીજ દહાડે પણ સૌ એવાં મઝાનાં લાગે કે જાણે વસાવીજ લઇયે!

એક દહાડો તો પરીને સહેજ મોડું થયું. રોજ ઘડીયાળમાં બારના ટકોરા ટન. ટન ટન ટન થાય

કે પરીબાઇ પધારે, લાકડી ફેરવે કે બસ ખલાસ!

તે દહાડે તો છેક સાડાબારે જાદુઈ લાકડી ફરી. એકદમ સૌ જાણે ઝબકીને જાગ્યાં. રણછોડ રીંછડું બોલ્યું: અબે સાકર સસલા! કોઇ દુકાનમાં છે જો હજી!

એટલામાં પ્રેમલો પોપટ બોલ્યો: હવે જા, જા. ગંગુકાકા તો ક્યારના ગયા. મેં તેમને જતા જોયા'તા ને!

અરે પણ પેલો ઉજાસ ત્યારે શાનો દેખાય છે?—જોને પ્રેમલા, અજવાળું અજવાળું છે ને!—રણછોડ રીંછડું ફરી બોલ્યું.

એ—જો, ઝબકારો થયો!—સાકર સસલાએ કહ્યું.

પેલો ઉલ્લુ ઉંદરડો ઉસ્તાદ કેમ દેખાતો નથી? ને બહાદુર સિપાઈ ક્યાં ભાગી ગયો?—બાબુ બતકે ટહુકો કર્યો.

હુપ હુપ કરતું એકદમ કોઈ કુદતું આવ્યું. ને રણછોડ રીંછ સાકર સસલો, પ્રેમલો પોપટ બધાંય જાણે અજવાળાથી નહાઈ ગયાં!

હુપ! હુપ!—અરે, એ તો ઉસ્તાદ છે ઉસ્તાદ! —બાબુ બતક બોલી ઉઠયો.

હા અલ્યા! જોને, મોટો બેટરી લઇને આવ્યો છે! સાકર સસલો બોલ્યો. એ ઉસ્તાદ ઉંદરડોજ હતો. તેણેજ બધા પર બેટરીમાંથી લાઇટ પાડી હતી, અને બધાંને ચમકાવ્યાં હતાં.

અલ્યા, અમે તો એવાં બીધાં!—પ્રેમલો પોપટ બોલ્યો.

એમાં વળી બ્હીવાનું શું? હું તો પેલી વીંટી ખોળતો'તો વીંટી—ઉસ્તાદ ઉંદરડે જવાબ દીધો.

વળી વીંટી શી ને વાત શી? તું તો કંઇના કંઈ ખોટાં તોફાનજ જગાવતો દેખું—રણછોડ રીંછડે ઠપકો આપ્યો.

હવે રણછોડકાકા—ઉસ્તાદ ઉંદરડો બોલ્યો: એમ ચિઢાઇ કેમ જાવ છો? હું કંઇ ખોટું બોલતો નથી, ખરેખર વીંટી શોધું છું.

પણ વીંટી ખોઇ કોણે, કે તું શોધે છે? તે તો કહે!—શૂરસિંહ સિપાઇ બોલ્યો.

ઉસ્તાદ ઉંદરડો કંઇ બોલ્યો નહિ પણ ઝપ દઇને ઉંચે ભીંત પર એણે અજવાળું પાડયું. તો ત્યાં એક નાનું સરખું પાટીઉં લટકતું હતું. તે પર લખેલું હતું:

> **ખોવાઈ છે**
> **એક સોનાની વીંટી**
> **શોધનારને ઇનામ**

બધાં રમકડાં ત્યાં ટોળે મળ્યા ને પાટીઉં વાંચ્યું.

પણ અલ્યા ઉસ્તાદ! તે વીંટી ગંગુકાકાની દુકાનમાં ખોવાઇજ ન હોય તો?–પ્રેમલા પોપટે વાંધો કાઢયો.

ઓહોહોહો! મોટો અક્કલબાજ ખાં તો જુઓ!–ઉસ્તાદ ઉંદરડાએ ઠેકડીને અવાજે કહ્યું: અરે ભલા માણસ, મેં એ વીંટી અડધી તો ખોળી પણ કાઢી. તો હવે બાકીની અડધી કાલે શોધે તો ચાલશે,

—રણછોડ રીંછડે પાછી ઠેકડી કરી.

ના, ના ભાઈ, એમ શું કરોછ?—પન્ના પુતળી બોલી: ચાલોની, આપણે બધા મળીને ખોળી કાઢીએ. સૌને ઈનામ મળશે.

હું પણ મદદ કરીશ.—સાકર સસલો બોલ્યો: ઈનામમાં લાડુ મળે તો સારૂં પડે!

હસમુખ હાથી અત્યાર સુધી દૂર ઉભો ઉભો આ બધું સાંભળ્યા કરતો હતો. તે હવે પાસે આવ્યો ને બોલ્યો: તમે બધા શોધી કાઢો ને ઈનામમાં લાડુ લાપસી શું મળે છે તે મને કહેજો એટલે એક કોળીયે હું સાફ કરી નાંખીશ.

ના, ભાઈ હસમુખ, એમ ના ચાલે. જે મળે તેમાં સૌનો સરખો ભાગ!—શૂરસિંહ સિપાઈએ કહ્યું.

અરે, એ તો મશ્કરી કરે છે! એ તો છેજ એવો બટકબોલો!—પન્ના પુતળી બોલી.

હસમુખ હાથી હી હી હી કરતો હસી પડયો.

ચાલો ત્યારે બધા શોધવા,—એમ કહી ઉસ્તાદ

ઉંદરડે માર્યો એક કુદકો.

પછી તો બધા રમકડાંએ દોડાદોડ કરી મૂકી. પ્રેમલો પોપટ, જગુજીરાફ, સાકર સસલો, હસમુખ હાથી, રણછોડ રીંછ, બંકુ બળદ બધા આમ દોડે ને તેમ દોડે! ખાખાંખોળા કરે, ક્યાંયથી વીંટી જડે છે!

થોડી વાર થઇ એટલામાં બંકુ બળદ તો ચારે પગે કુદી ઉઠયો: બોલો હર્ર હર્ર મહાદેવ! સાકર, બાબુ, હસમુખ! બધા આમ આવો, જુઓ મેં વીંટી શોધી કાઢી. ને વીંટીયે કેટલી, એક નહિ, બે નહિ પણ પાંચ પચાસ! ને બધી ખાસ્સી લાલ ને પીળી ને લીલી ને સોનેરી.

અરે, પણ ભગાના ભાઇ! વીંટી ખોવાઇ છે આખી એક, ને તું વળી પાંચ પચાસ ક્યાંથી શોધી લાવ્યો!–ઉસ્તાદ ઉંદરડે વાંધો કાઢયો.

અરે પણ ઉલ્લુ! જો તો ખરો, પછી આગળ વાત કરને—હસમુખ હાથીએ ઉસ્તાદ ઉંદરડાને ધમકાવ્યો ને પછી તો સૌ બંકુ બળદ તરફ દોડ્યા.

જુએ છે તો એક નાનકડું ખોખું ભરીને વીંટીજ વીંટી હતી. બે ચાર ખોખાની બહાર પણ પડેલી.

આવો ભાઇ આવો, જુઓ બધા!—બંકુ બળદે બધાને બોલાવ્યા.

ઉસ્તાદ ઉંદરડે બેટરીમાંથી અજવાળું પાડયું. ને પછી હી હી હી કરતો બોલી ઉઠયો: હર્રા હર્રા મહાદેવ! અલ્યા બંકુ! તું તો બળદ છે બળદ! આ તો છત્રીમાં ભેરવવાની વીંટી! ગંગુ-કાકા દોઢીયાની બબ્બે વેચે છે બબ્બે! હા હા હા હા હા!

બધાં રમકડાં હસી પડ્યા ને બંકુ બળદ શરમાઇ ગયો. તે ઉભી પુંછડીયે ત્યાંથી નાસીને એક ખુણામાં ભરાઇ ગયો.

એટલામાં હસમુખ હાથી બોલ્યો: અલ્યા ઉસ્તાદ! મેં એક મનસુબો કર્યો છે. એ વીંટીથી સરસ રમત રમી શકાશે.

શું? પ્રેમલો પોપટ બોલ્યો.

શું ? બાબુ બગલો બોલ્યો.

શું ? રણછોડ રીંછડું બોલ્યું.

શું ? પન્ના પુતળી બોલી.

સૌ એક સામટાં પૂછવા લાગ્યાં.

હું સમજ્યો ! હું સમજ્યો !—કરતો ઉસ્તાદ ઉંદરડો કૂદવા ને નાચવા લાગ્યો.

ઓહોહો ! શેખી શી કરે છે ? બોલ ત્યારે તું શું સમજ્યો ?—પન્ના પુતળી ઉસ્તાદના રોફથી ગુસ્સે થઇ બોલી.

કુકડીદાવ ! કુકડીદાવ !—ઉસ્તાદ ઉંદરડે તરત જવાબ આપ્યો.—ગંગુકાકા કોડી પણ વેચે છે. કોડી લઇ આવું એટલે રમીયે કુકડીદાવ. વીંટી તે આપણી કુકડી.

હસમુખ હાથી કહેઃ ખરી વાત, મારા મનમાં પણ એજ હતું. પણ અત્યા ચાક મળશે કે ?

હઉવે ! ચાક પણ છેસ્તો. ચાલો ત્યારે કોણ કોણ રમે છે ? ચાર જણાજ રમશે.—હસમુખ હાથી બોલ્યો.

એટલામાં તો ઉસ્તાદ ઉંદરડો કુદતો કુદતો ગયો ને ક્યાંકથી ચાક લઇ આવ્યો. ચાક વડે તેણે કુકડીદાવનાં ખાનાં આમ પાડ્યાં:

| | | | | |
|---|---|---|---|---|
| | | × | | |
| | | | | |
| × | | × | | × |
| | | | | |
| | | × | | |

બધા કહે: હું રમીશ, હું રમીશ. પણ હસમુખ હાથી ડાહ્યો હતો. તે કહે: બધા રમવા જાય તો કોઇ નહિ રમે. માટે ચાર જણા રમે ને બીજા ચાર તેની મદદમાં રહે. બાકીનાં જુએ. એક બાજી પુરી થાય પછી તેઓ રમે.

એ વાત કબુલ છે,—એ ત્રણ જણાંએ કહ્યું.

ત્યારે પહેલી બાજીમાં હું, ઉસ્તાદ, રણછોડ રીંછ ને પ્રેમલો પોપટ.

મને આ વખતે નહિ રાખો?—પન્ના પુતળી

બોલી.

જા ભાઈ, તું રમ. હું પછી રમીશ,–કહી ઉસ્તાદ ઉંદરડે પોતાની રમત જતી કરી. કેવો ભલો?

પછી ચાર ખાનામાં ચાર ચાર જુદા જુદા રંગની વીંટી મૂકી હસમુખ ને રણછોડ ને પન્ના ને પ્રેમલો પોપટ રમવા બેઠાં.

એટલામાં ઉસ્તાદ બોલ્યો: યારો, મને એક નવી વાત સૂઝે છે. હારે જીતે તેનું શું? હારે તેને કંઈ સજા થવી જોઇએ.

ના ભાઇ! બાજી હારે ને બાજી જીતે. તેમાં વળી સજા શી ને ઇનામ શું?—પન્ના પુતળી બોલી પડી. તે બિચારીને હારી જવાનો ડર હશે, નહિ વારૂ?

પણ હું સજા કહું તે તું સાંભળની! નાહક શું રડી પડે છે?—ઉસ્તાદ ઉંદરડે જરા ઠેકડી ઉડાવી.

શું ભાઇ શું?—બે ચાર જણા બોલી પડ્યાં.

હારે તે પાછલે પગે પચીસ ડગલાં ચાલે—હસમુખ હાથી બોલ્યો.

ના. હું બોલું છું તે વાક્ય પચીસ વાર બોલે:

સુપડામાં સાનીવાની વાની મેલી સાની ખાઉં

તાડ ઉપર કાગ બેઠો ઉતર કાગ તાડ ખાઉં

જેટલી વાર ભૂલ પડે તેટલી વાર ફરી બોલવું પડે.—ઉસ્તાદ ઉંદરડે નવી ગમ્મત કાઢી.

હા હા! એ તો પેલી 'કચુંબર'ની ચોપડીમાં છે! ગંગુકાકાનો કીકો તે દિવસે વાંચતો'તો!—પ્રેમલો પોપટ બોલી ઉઠયો.

મેં એવું નવું બનાવ્યું છે, જો!—બોલતો બંકુ બળદ ખુણામાંથી દોડી આવ્યો:

ડાલું મૂકી લાડુ લેતાં લાડુ ડાલું પડી ગયાં!

એ પણ ઠીક છે! તું તો મહાદેવનો પોઠીયો! તને લાડુ શિવાય બીજું સૂઝે શું?—શૂરસિંહ સિપાઈ બોલ્યો.

ચાલો ત્યારે, કબુલ છે?

ચારે જણ બોલ્યાં: કબુલ છે. પણ બંકુવાળું બોલીશું.

ચાલો ત્યારે. શરત નક્કી. હારે તે પચીસ વાર



બંકુવાળું વાક્ય બોલે—ઉસ્તાદે કહ્યું.

એટલે તો પન્ના પુતળી બોલી જોવા લાગી: લાડુ મુકી ડાલુ લાડુ ડાલુ લેતાં પડી ગયાં ! આ તો કંઈ બોલાતું નથી ભાઈ!

તેજ ખુબી છે ને !—બંકુ બળદે મલકાતાં મલકાતાં જણાવ્યું.

પછી તો બાજી રમાવા માંડી. ચારે કોરી

ચત્તી પડે તો ચાર ગણે. ઉંધી પડે તો આઠ ગણે. ચાર કે આઠ પડે તો ફરી કોડી નાખવાની. તે ને તે રકમ ત્રણ વાર આવે તો બધી રકમ ફોક.

હસમુખ ઠરેલ રીતે ને સારૂં રમતો હતો. પન્ના પુતળી ડરતી ડરતી ચાલે. પ્રેમલો પોપટ ઝપાટા-ભેર ચલાવે, ને બાબુ બગલાની તો રકમજ બરા-બર ન આવે ને! હાથી ને પુતળી બે ભેરૂ હતાં. પોપટ ને બગલો ભેરૂ હતા.

છેવટ બાજી પૂરી થઇ. પોપટ ને બગલો હારી ગયાં. હસમુખ ને પુતળી હસવા ને કુદવા લાગ્યા. પણ બિચારા હસમુખથી ભારે શરીરે બરાબર કુ-દાતું ન હતું!

પ્રેમલો પોપટ બોલવા લાગ્યો: લાડુ લેતાં ડાલુ મૂકી ડાલુ લાડુ ગબડી ગયાં!

એમ નહિ, જો!–બંકુએ ફરીથી બોલી બતાવ્યું.

પોપટ કહે: ભાઈ બહુ અઘરૂં બોલવાનું છે જો!

પછી એ ધીરે ધીરે ચીપી ચીપીને બોલ્યો, એટલે બરાબર બોલાયું.

એ પાંચેક વાર બોલ્યો હશે એટલામાં તો ફરર ફરર ફરર ફરર અવાજ થયો ! ને એકદમ બધું અજવાળું અજવાળું થઇ ગયું. બધાં રમકડાં નાચી ઉઠ્યાં: પરી આવી છે ! પરી આવી છે ! ખાવાનું તો લાવી છે. પરી તો આવી છે !—એમ બોલવા લાગ્યાં.

સાચેજ પરી ત્યાં આવીને ઉભી રહી. તે બોલી: કેમરે પોરીયાંઓ ! ગમ્મત પડી કે ?

હઉવે ! બહુ ગમ્મત પડી.—ઉસ્તાદ ઉંદરડો બોલી ઉઠ્યો.

બોલો આજે શું ખાવું છે ?

પ્રેમલો પોપટ કહે: મરચાં, જમરૂખ.

ઉંદરડો કહે: ભજીયાં, લાડુ, દરાખ !

હાથી કહે: લાડુ, લાડુ. એમ બધાં બૂમાબૂમ કરી ઉઠ્યાં.

આજે તો દરાખ મળશે કહી પરીએ તો સિસોટી પાડી એટલો બધો વરસાદજ વરસાદ ! નર્યો દરાખનોજ વરસાદ.

બધાં રમકડાં લુંટવા પડ્યાં.

એવામાં શૂરસિંહ સિપાઈની નજર બાર તરફ પડી. તેને કંઇ અજવાળું દેખાયું. બહ કુંચીનો અવાજ સંભળાયો. તે બોલી ઉઠયો: ભા ભાઇ ભાગો! ગંગુકાકો આવ્યો છે. ચાવીથી ઉઘ છે. ભાગો રે ભાગો!

બધા રમકડાં ચમકી ગયાં. પરીબાઈ પણ ચમ ગયાં. ઝડપ લઇને લાકડી ફેરવી. બધાં રમક ઠેકાણે જઇ ગૂપચૂપ બેસી ગયાં. જાણે કશામાંજ નથ નહિ હાલે નહિ ચાલે! જીવ આવેલો જતો રહે

ગડપ લઇને પરીબાઇ પણ દરમાં ઝટ પેસી ગયાં.

તાળું ઉઘડયું. આગળો ઉઘડયો. ગંગુકાકા દર આવ્યા.

બધું સૂમસામ! પૈસાની થેલી રહી ગય ગંગુકાકાને ઘેર યાદ આવ્યું, તેથી લેવા આવ્યા'

સમાપ્ત




## મોતીના દાણા

પુષ્પ) નું (૧૭ મું

## એક ચિત્ર

પોપટ મરી ગયો, ભિખો ભખારી, મણિનો કનુ, લીલુ ને નીલુ વગેરે અનેક રમુજી ઘરગથુ વાતો. બાળકોનાં રમકડાંઓની ને ચાલાકીની ગમ્મત ભરેલી કથાઓ. મોટા હરફ. પુષ્કળ ચિત્રો કિં. ૦–૫–૦

# બાલોદ્યાનમાલાના કાયમી

# ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માળાના કાયમી ગ્રાહક બનવા માટે પૂછપરછ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઇ ભાઇ યા બહેન રૂા. ૪ અમારે ત્યાં અનામત મુકશે તેને અનામત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે. અનામત મુકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલી કિંમતે ઘર બેઠાં ચોપડી મળશે. આ રીતે મુકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પૂરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણું મંગાવી લેવાશે. આમાં કોઇ જાતની દાખલ ફી કે કશું નથી. ઓછ ઓછી કિંમતની ચોપડીઓ હશે તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલાવી દેવાશે. વરસના ગાળામાં રૂા. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડેજ, એવો કઇ નિયમ નથી. અનામત મળ્યા પહેલાંના પુસ્તકો ગ્રાહકને જોઇશે, તો પુરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર કાપવામાં આવશે. આજેજ

મનીઓર્ડર કરો.